# ત્રિવેદી વાચનમાળા-
## પુસ્તક પહેલું



રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી,
પ્રોફેસર અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી

પ્રકાશક—એમ. સી. કોઠારી, કાપડી પોળ, વડોદરા
મૂલ્ય ૦—૨—૬

[ વડોદરારાજ્યે પાઠ્ય પુસ્તક તરીકે મંજૂર કરેલું ]

# ત્રિવેદિવાચનમાળા—

## પુસ્તક પહેલું

લેખકો

**રાવ બહાદુર કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી,**
બી. એ.,

વાનપ્રસ્થ પ્રિન્સિપાલ, ટ્રે. રા. ટ્રેનિંગ કૉલેજ—**અમદાવાદ**

અને

**અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી,**

એમ. એ., એલ એલ., બી.,

નૈતિક ને માનસિક તત્ત્વજ્ઞાનના અને ગુજરાતીના પ્રોફેસર,
વડોદરા કૉલેજ—**વડોદરા**

પ્રકાશક

**એમ. સિ. કોઠારી,**

કાપડી પોળ, રાવપુરા—**વડોદરા**

**બીજી આવૃત્તિ: ૧૯૨૨**



**મૂલ્ય ૦-૨-૬**

# પ્રસ્તાવના

વાચનમાળાનું આ પ્રથમ પુસ્તક છે. એમાં લગભગ બધા જોડાક્ષરોનું જ્ઞાન આપ્યું છે. પાઠમાં આવતા જોડાક્ષરો કયા મૂળાક્ષરોના બનેલા છે તે પાઠને મથાળે દર્શાવ્યું છે. નવા નવા જોડાક્ષરો લખતાં ને વાંચતાં આવડે, તેની શિક્ષકે કાળજી રાખવી. માત્ર વાંચતાં આવડે એટલુંજ બસ નથી. લખતાં પણ સાથે સાથેજ શિખવવું. તે માટે દરેક પાઠને અન્તે **લખો**—એમ આપી કેટલાક શબ્દો ને એકાદ વાક્ય આપ્યાં છે. તે માર્ગસૂચક સમજવું. શિક્ષકે જોડાક્ષરવાળા શબ્દો લખાવવા ને શિષ્યો જોડાક્ષરો બરાબર લખે એમ કરવું. કેટલાક જોડાક્ષર લખવા અઘરા છે, તે પર ખાસ લક્ષ ખેંચવું; જેમકે દ્ધ, હ્ય, હ્ય, ધ, ઠ્ઠ. મોટી ઉમરના પણ કેટલાક વિદ્યાર્થીઓ 'દ્ધ' બરાબર લખી શકતા નથી; 'દ્ધ' ને બદલે 'ધ્ધ' લખે છે. આ યોગ્ય શિક્ષણના અભાવનું પરિણામ છે. 'ક્ષ' ને 'જ્ઞ' એમાં કયા મૂળાક્ષરો છે તે લખાણ પરથી સમજાતું નથી. માટે એના ઉચ્ચાર પર લક્ષ ખેંચવું. ક્+ષ એમ બોલાવવાથી 'ક્ષ' જેવો ઉચ્ચાર થશેજ, પરંતુ 'જ્ઞ' નો હાલ ઉચ્ચાર બગડી જવાથી જ્+ઞ એમ બોલાવવાથી જ્ઞ જેવો ઉચ્ચાર થશે નહિ. શિક્ષકે એ સમજવું ને અધિકારને અનુસરતું બાળકનું લક્ષ ખેંચવું.

ગદ્ય પાઠનો ને કવિતાનો અર્થ શિખવવામાં ઘણા શિક્ષકો ભૂલ કરે છે. શબ્દોના પર્યાય શબ્દો આપી ને કવિતાની સમજુતી પોતાની શક્તિ પ્રમાણે શિખવી તે મોંએ કરાવે છે. એ પદ્ધતિ અશાસ્ત્રીય છે. બાળક જેમ સમજાવે તેમ તેને સમજાવવા દેવું. તે પોતાના શબ્દોમાં બહુ સારી રીતે સમજાવી શકે છે. પર્યાય શબ્દોજ અપાવવા એવી શિક્ષકોની સમજ ભૂલભરેલી છે. બાળક વાક્ય સમજતાં હોય એમ જણાય એટલે બસ છે. તે ક્રમે ક્રમે પર્યાય શબ્દો શીખશે.

આ આવૃત્તિમાં અમે ભાષામાં બને તેટલી સરળતા કરી છે.

ફેબ્રુઆરિ ૧૯૨૨

કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી,
અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી

# અનુક્રમણિકા

# પાઠ ૧લો

## ગાય



ત્ + ર = ત્ર, ત્ + ય = ત્ય

મારાં વહાલાં બાળકો ! ઉપલું ચિત્ર તપાસો. એ શેનું છે ?

ગુરુજી, એ તો ગાય માતાનું ચિત્ર છે.

ખરી વાત છે, ભાઈઓ. તમે ગાયને માતા બરાબર કહો છો. માની પેઠે એ પણ એના દૂધથી આપણને ઉછેરે છે. ભેંસના દૂધ કરતાં એનું દૂધ ઘણું હલકું છે. દૂધનું દહિં થાય છે, દહિંનું માખણ, ને માખણનું ઘી. એ બધું આપણા ખાવામાં આવે છે. ગાય જુદા જુદા રંગની હોય છેઃ જેમકે, રાતી, ધોળી, કાળી.

એ શું ખાય છે તે તમે જાણો છો ?

હા, જી, એ ઘાસ ખાય છે.

બરાબર છે. એની ગરદન ઘણી લાંબી છે. તેથી એ ડોકું નીચું કરે છે ત્યારે તે જમીન સુધી પહોંચે છે.

એને માથે શીંગડાં છે. તે તમે જોયાં? એથી એ પોતાનો બચાવ કરે છે. પણ એ ગરીબ છે. એ કોઈને નકામું મારતી નથી. એના કાન કેવા લાંબા છે! એ પૂંછડું કેવું હલાવ હલાવ કરે છે! એથી એને જીવડાં કરડી ખાતાં નથી. એને ચાર પગ છે. પગને તળીએ ફાટવાળો જોડા નખ છે. તેને ખરી કહે છે.

લખો—ચિત્ર, ત્યારે, દહિં, ગુરુજી
આ ગાય માતાનું ચિત્ર છે.

---

## પાઠ ૨જો

### મહેતાજી



પ્ + ર = પ્ર, સ્ + ત = સ્ત

ભાઈ, હવે તારી ઉમર નિશાળે ભણવા જવાની થઈ છે. હું તને આજે નિશાળે બેસાડવાનો છું. ત્યાં તને મહેતાજી સાહેબ શિખવશે. ઘેર તું માબાપ કહે તેમ કરે છે. નિશાળમાં મહેતાજીના હુકમ પ્રમાણે ચાલજે.

માબાપ છોકરાંનું ભલું ચાહે છે. તેમને સારી શિખામણ દઈને સારે રસ્તે ચઢાવે છે. મહેતાજી પણ માબાપના જેવું કામ કરે છે. તે નિશાળીઆઓને પાઠ ભણાવે છે, દાખલા ગણાવે છે, ને કસરત કરાવે છે.

નિશાળમાં તારા જેવા ઘણા ભણનારાઓ આવે છે. તેમની સાથે મહેતાજી તને રમાડશે ને ભણાવશે, તેથી તને બહુ મઝા પડશે. તું હોંસે હોંસે વહેલો વહેલો નિશાળે જઈશ.

જૂના વખતમાં આપણા દેશમાં ઋષિઓ ભણવાનું ને ભણાવવાનું કામ કરતા. તેમને ત્યાં માબાપો છોકરાઓને ભણવા મોકલતા. છોકરાઓ તેમની પાસે ભણતા, આઠદસ વરસ રહેતા, ને તેઓ કહે ત્યારે પાછા ફરતા. તું પણ મહેતાજીનો હુકમ બરાબર પાળજે.

લખો—શિખામણ, જૂનું

ઋષિઓ જંગલમાં રહેતા.

---

# પાઠ ૩જો

## ચોકખાઈ



ક્ + ખ = ક્ખ, વ્ + ય = વ્ય

ભાઈ, કાલે આપણે ત્યાં પેલો છોકરો આવ્યો હતો, તેને તેં જોયો હતો? એને હાથે કકડો વિંટાળેલો હતો. એની કેડે ગોળ કાળાં કાળાં ચાઠાં હતાં.

હા, બેન, એ છોકરો ગંદો છે. એ રોજ નહાતો નથી. એ લુગડાં પણ મેલાં પહેરે છે. એથી એને હાથે ખસ થઈ છે. કેડે દરાજ થઈ છે. શરીર ચોકખું રાખવું, નહિ તો એવા ચામડીના રોગ થાય છે.

ખસવાળા છોકરાને અડકવું નહિ. એને અડકવાથી ખસ થાય છે. વહેલા ઊઠીને રોજ સવારે નહાવું. નહાતી વખતે શરીર ખૂબ ચોળવું. લુગડાં પણ ચોકખાં રાખવાં.

ચામડીમાં નાનાં નાનાં બાકાં છે. એ એવાં નાનાં છે કે આપણે એને જોઈ શકતાં નથી. એમાંથી મેલ આપણા શરીરમાં પેસે છે, તેથી રોગ થાય છે. માટે આપણે શરીરે ચોકખાં રહેવું. ધોએલાં કપડાં પહેરવાં. ચોકખાં રહેવાથી શરીરમાં ચાલાકી આવે છે. આપણા ઘરમાં બધાં કેવાં ચોકખાં રહે છે!

લખો—ચોકખું, શરીર, આવ્યો
ચોકખાં છોકરાં બધાંને ગમે છે.

---

## પાઠ ૪થો

### ધીમે ધીમે ભણાય.

મ્ + હ = મ્હ, ર્ + પ = ર્પ, સ્ + હ = સ્હ,
પ્ + હ = પ્હ, ર્ + વ = ર્વ

દોહરો

મ્હેલ ઝરૂખા શોભિતા, મોટા ભવ્ય જણાય,
ધીમે ધીમે નીમથી, ચણતાં સ્હેજ ચણાય. ૧

સુંદર મોંઘાં ચીર જે, પ્હેરી મન હરખાય,
પળ પળ ધીમે નીમથી, વણતાં સ્હેજ વણાય. ૨
આંબા મોંઘા ઊગવી, ફળ ખાવા મન થાય,
વર્ષ ઘણાં ધીમે જતાં, મ્હેનત સંતોષાય. ૩
ધીમે ધીમે સ્હેલથી, કામો સર્વે થાય,
ભણવાનૂં તે રીતથી, ધીમે ધીમે થાય. ૪

---

## પાઠ ૫મો

### મેળો



ચ્ + ય = ચ્ય

ભાઇ, આજ સાંજે હું મેળો જોવા જવાની છું. તમે મારી સાથે આવશો ?

બેન, તમે કોની સાથે જવાનાં છો ?

મોટા ભાઇ આપણને મેળો બતાવવાના છે. આજનો મેળો મોટો છે.

હા, આ તો બળેવનો મેળો છે, એટલે મોટો છે. એ દરિયાને કિનારે ભરાવાનો છે. લોકો દરિયાની પૂજા કરવાના છે.

ભાઈ, ચાલો, આપણે જલદી જઈએ.

બેન, જો પેલો મેળો. આપણે આવી પહોંચ્યાં છીએ.

ભાઈ, જોયું ? લોકોની ભારે ઠઠ ભરાઇ છે.

કેટલી બધી રમકડાંની દુકાનો મંડાઈ છે ?

જાતજાતનાં રમકડાં છે.

હા, કાચનાં, રબરનાં, લાકડાનાં, માટીનાં, ને કાગળનાં છે.

ઠેકાણે ઠેકાણે ખેલો થાય છે, તે જુઓ.

પેલાં ચકડોળ કેવાં ફરે છે !

આજનો મેળો જોઈ આપણને બહુ આનંદ થયો.

આવા મેળા રોજ આવે તો કેવું સારૂં !

લખો—ઠઠ, દરિયો, આનંદ

કેવો સારો મેળો ભરાયો છે !

---

# પાઠ ૬ઠ્ઠો

## નાણું

પ્ + ય = પ્ય, ગ્ + ર = ગ્ર,
ક્ + ક = ક્ક, ર્ + ધ = ર્ધ

ભાઈ, મારા હાથમાં આ શું છે?
રૂપીઓ છે.
એ શા કામમાં આવે છે?
મોટી બેન, તે હું જાણતો નથી. મને કહો.
એના વડે બજારમાંથી જોઈતી વસ્તુઓ ખરિદાય છે.
એ શેનો બનેલો છે?
રૂપાનો.
રૂપાનું બીજું કંઈ બને છે?
તમારે પગે સાંકળાં ને વેડ છે, એવાં ઘરેણાં બને છે.
આ રૂપીઆની બંને બાજુએ શું છે?
મને ખબર નથી.

જુઓ, હું શિખવું છું. એક બાજુએ આપણા રાજાનું ચિત્ર છે. બીજી બાજુએ 'એક રૂપીઓ' એમ અંગ્રેજીમાં છાપ્યું છે. એ આપણી સરકારનો સિક્કો છે. ભાઈ, હમણાં રૂપીઆને ઠેકાણે નોટો ચાલે છે. તે તેં જોઈ છે?

ના, બેન, તે મને બતાવો.

જો, આ રૂપીઆની નોટો છે.
બોલ, ભાઈ, રૂપીઆના અર્ધા કેટલા આવે?
બે.
તેં અર્ધા જોયા છે?
હા.

એ બે જાતના આવે છે, એક રૂપાના ને બીજા નિકલના. પાવલી અને બેઆનીઓ પણ એવી આવે છે. આની નિકલની આવે છે. પૈસા ને પાઈઓ તેં જોયાં છે. એ શેનાં બનેલાં છે?

ત્રાંબાનાં.
હા, એ બધાં સિક્કા છે. એને નાણું કહે છે.

લખો—અર્ધો, વસ્તુ, સિક્કો

આપણે ત્યાં રૂપાના, નિકલના, ને ત્રાંબાના સિક્કા ચાલે છે.

---

## પાઠ ૭મો

### સંપ

જ્ + ય = જ્ય

મારાં વહાલાં બાળકો! મારી પાસે આવો. હું તમને આજે તમારા ભલાની એક વાત કહું છું. સાંભળો.



હમણાં તમે ભાઈબેનો કેવાં હળીમળીને ચાલો છો! મોટાં થાઓ ત્યારે એવોજ સંપ રાખજો. જુઓ, સામે ઘેર પાંચ પાંચ ભાઈઓ છે. તે બધા કેવા એકઠા રહે છે ને સુખમાં દિવસો ગાળે છે! તેઓ સઘળાં, તેમની બેનો, ને

તેમનાં છોકરાં, ભેગાં કેવાં શોભે છે ! તેમનું આખું કુટુંબ રળીઆમણું દેખાય છે. દરેક કામમાં તેઓ એક એકને કેવી મદદ કરે છે ! તેમનો સંપ જોઈને બીજાં રાજી થાય છે. પ્રિય બાળકો ! તમે પણ મોટપણે એવીજ રીતે ચાલજો. જ્યાં સંપ છે ત્યાં જંપ છે. જ્યાં સંપ છે ત્યાં બળ છે. જ્યાં સંપ છે ત્યાં સુખ છે. કુસંપથી કજીઓ ને કંકાસ વધે છે. તેથી આપણે નબળાં થઈએ છીએ ને દરેક રીતે દુઃખી બનીએ છીએ.

સંપે સહુ સુખમાં વસો, વધો શાંતિ ને પ્રીત;
હળીમળી બાળક રહો, રાખો એવી રીત.

લખો—સ્નેહ, પ્રિય, શાંતિ, દુઃખી
બાળકોને વાતો પ્રિય હોય છે.

---

## પાઠ ૮મો

### રૂડી રીતે રહો.

શ્ + વ = શ્વ, ન્ + ન = ન્ન, વ્ + હ = વ્હ,
ક્ + ઋ = કૃ, સ્ + ન = સ્ન, ગ્ + ત = ગ્ત

મનહર છંદ

ઈશ્વર પ્રસન્ન રહે, માતતાતબોલ પાળે,
ઈશ્વર પ્રસન્ન રહે, ગુરૂની શીખ પાળે,

ઈશ્વર પ્રસન્ન રહે, ભાઇબેનસંપ વધે,
ઈશ્વર પ્રસન્ન રહે, જગતમાં સ્નેહ વધે. ૧
ઈશ્વર હમેશ રૂઠે, માતતાતપ્રેમ જતે,
ઈશ્વર હમેશ રૂઠે, ગુરૂની રહેમ જતે,
ઈશ્વર હમેશ રૂઠે, ભાઇબેનસંપ જતાં,
ઈશ્વર હમેશ રૂઠે, જગતમાં સ્નેહ જતાં. ૨

દોહરો

વ્હાલાં બાળક સૌ તમે, રહો રુડેરી રીત,
માતતાત ગુરુજન વિષે, ખૂબ વધારો પ્રીત. ૩
ભાઇબેન સંપે રહો, વધો જગતમાં સ્નેહ,
ઈશકૃપાએ મેળવ્યો, દીપાવો તે દેહ. ૪

---

# પાઠ ૯મો

## મહીના

ક્ + ષ = ક્ષ, શ્ + ર = શ્ર, દ્ + ર = દ્ર,
ખ્ + ય = ખ્ય, ણ્ + ય = ણ્ય

શિક્ષક—ભાઈઓ, તમે ચોમાસાનો પાઠ શીખ્યા છો. ખરૂં કેની ?
નિશાળીઓ—હા, જી, શિયાળાનો પણ ચાલી ગયો છે.
બીજો—સાહેબ, ઉનાળાનો પણ ભણ્યા છીએ.




શિક્ષક—વારૂ, ચોમાસું કેટલા મહીના રહે છે?

નિશાળીઓ—ચાર મહીના, સાહેબ.

શિક્ષક—એ મહીનાઓનાં નામ કહું છું. સાંભળો. અસાડ, શ્રાવણ, ભાદરવો, ને આસો. કેટલા દિવસનો મહીનો તે જાણો છો?

નિશાળીઓ—હા, જી, ત્રીસ દહાડાનો એક મહીનો થાય છે.

શિક્ષક—હા. દરેક મહીનાનાં બે પખવાડીઆં હોય છે. અજવાળીઆ પખવાડીઆમાં ચંદ્રનું અજવાળું હોય છે. અંધારીઆમાં અંધારૂં હોય છે. તમે મેળાનો પાઠ વાંચ્યો છે. બળેવ કયા મહીનામાં આવે છે?

નિશાળીઓ—સાહેબ, શ્રાવણ મહીનામાં ઘણા મેળા આવે છે. એજ મહીનામાં બળેવ આવતી હશે.

શિક્ષક—હા, શ્રાવણની પુનેમે બળેવ આવે છે. આસો માસની અમાસે દીવાળી આવે છે. એ હિંદુઓનો મોટામાં મોટો તહેવાર છે.

નિશાળીઓ—હા, જી. દીવાળીમાં તો બહુ મઝા પડે છે. ઘેર ઘેર દીવા થાય છે. ફટાકા ને કોઠી ફૂટે છે. બપોરીઆં સળગે છે. હવાઈઓ ઊડે છે.

શિક્ષક—હા. હવે બાકીના મહીના કાલે શિખવીશ.

લખો—શ્રાવણ, પુનેમ, અમાસ, શિક્ષક

શિક્ષકનું કહ્યું માનવાથી ભણતાં જલદી આવડે છે.

---

## પાઠ ૧૦મો

### મહીના (ચાલુ)

હ્ + ય = હ્ય, ર્ + ત = ર્ત, ક્ + ર = ક્ર,

ન્ + ત = ન્ત, લ્ + લ = લ્લ, મ્ + મ = મ્મ

શિક્ષક—દીવાળી કયા મહીનામાં આવે છે? કાલે શિખવ્યું તે યાદ છે?

નિશાળીઓ—હા, જી. આસો મહીનામાં.

શિક્ષક—હા, આસોની અમાસે. મારૂં કહ્યું સાંભળશો તો બધું આવડશે. જુઓ, અજવાળીઆને સુદ કહે છે ને અંધારીઆને વદ કહે છે. ત્યારે બોલો, દીવાળી સુદમાં આવે છે કે વદમાં ?

નિશાળીઓ—વદમાં, સાહેબ.

શિક્ષક—ખરી વાત. દીવાળી એ વરસનો છેલ્લો દિવસ છે. બીજે દિવસે નવું વરસ બેસે છે. એ કાર્તક માસનો પહેલો દિવસ છે. મહીનાનો પહેલો દહાડો પડવો કહેવાય છે.

નિશાળીઓ—એ દહાડે તો ઘણે ઘેર વાજાં વાગે છે. લોકો મંદિરમાં દર્શન કરવા જાય છે.

શિક્ષક—હા. હવે શિયાળો બેઠો. કાર્તક, માગશર, પોસ, ને માહ, એ ચાર મહીના શિયાળાના છે. એમાં કોઈ તહેવાર આવે છે ?

નિશાળીઓ—સાહેબ, કનકવા ચગાવવાના દહાડા એમાંજ આવે છે. નહિ વારૂ ?

શિક્ષક—હા. પોસ મહીનામાં સંક્રાન્ત આવે છે. તે દહાડા પર તમે પતંગો ઉડાવો છો. એમાં તમને બહુ ગમ્મત પડે છે. નહિ વારૂ ?

નિશાળીઓ—હા, જી. અમને પેચ કરવા બહુ ગમે છે.

શિક્ષક—હવે, ઉનાળાના ચાર મહીના રહ્યા. તે તમે જાણો છો? સાંભળો. ફાગણ, ચૈત્ર, વૈશાખ, ને જેઠ. એ ચાર મહીનાનો ઉનાળો થાય છે. હોળી કયા મહીનામાં સળગે છે?

છોકરાઓ—ફાગણમાં.

શિક્ષક—હા. ફાગણ મહીનાની પુનેમે મહોલ્લે મહોલ્લે ચકલે ચકલે હોળી સળગે છે.

લખો—સંક્રાન્ત, કાર્તક, ચૈત્ર, મહોલ્લો, દર્શન

મારી બા રોજ સાંજે દર્શન કરવા જાય છે.

---

## પાઠ ૧૧મો

### મહેનત




દ્ + ય = દ્ય

બેન, બા તો જ્યારથી ઊઠે છે ત્યારથી કામમાં ને કામમાં મચેલી રહે છે. એને તો કામ, કામ, ને કામજ છે. મોટા ભાઈ પણ મેજ પર કંઈ ને કંઈ લખતા કે વાંચતાજ હોય છે. બેમાંથી એકેને હું નવરું બેઠેલું તો દેખતોજ નથી.

હા, ભાઈ, મહેનત વગર કોઈને ચાલે એમ નથી. આપણે ખાવાને અનાજ ને પહેરવાને કપડાં જોઈએ છે. એ કંઈ એની મેળે પેદા થાય છે ?

હા, બેન, એ તો હું જાણું છું. ખેડુતો ખેતર ખેડે છે ત્યારેજ અનાજ પાકે છે. આપણા શહેરમાં રૂ કાંતવાનાં ને લુગડાં વણવાનાં કેટલાં બધાં કારખાનાં છે ! વહાણું વાય છે કે એમાં સિસોટીઓ વાગે છે ને હજારો મજુરો કામે જાય છે. દરજીઓની દુકાનો ઠેકાણે ઠેકાણે છે. તેમાં લુગડાં સિવાય છે, તે આપણે પહેરીએ છીએ.

ખરું, ભાઈ, ઈશ્વરે આપણને મહેનત કરવાનેજ પેદા કર્યાં છે. મહેનતથીજ આપણું શરીર તંદુરસ્ત રહે છે. નદીનાં પાણી વહે છે તેથી તે ચોકખાં રહે છે. સૂરજ પણ આખો દિવસ આકાશમાં ફરી એક દિશાથી બીજી દિશાએ જાય છે. આળસુ માણસો દુઃખી થાય છે. એમને કોઈ ચહાતું નથી. માટે આપણે હમેશાં સારા ઉદ્યમમાં ગુંથાએલાં રહેવું. ઉદ્યમનાં ફળ મીઠાં છે.

લખો—વહાણું, ઉદ્યમ, સિસોટી
માણસે હમેશાં સારા ઉદ્યમમાં ગુંથાએલા રહેવું.

---

## પાઠ ૧૨મો

### ઉદ્યોગ

દ્ + ધ = દ્ધ, ક્ + ત = ક્ત, જ્ + ર = જ્ર,
દ્ + ર = દ્ર

ઇંદ્રવજ્રા

ઉદ્યોગથી બુદ્ધિ ખિલી રહે છે,
ઉદ્યોગથી શક્તિ બહૂ વધે છે,
ઉદ્યોગથી દુઃખ બધાં ટરે છે,
ઉદ્યોગથી કામ બધાં સરે છે. ૧
ઉદ્યોગહીના જડમાં ખપે છે,
ઉદ્યોગહીના દુબળા ખપે છે,
ઉદ્યોગહીના દુખમાં ભમે છે,
ઉદ્યોગહીના જગને દમે છે. ૨

દ્રુતવિલંબિત

નવ તમે કદિ આળસમાં ફરો,
બહુ ઉમંગથિ કાર્ય રૂડાં કરો,

તન સદા શ્રમથી સુખિયૂં થશે,
મન કુમાર્ગમહીં ન કદી જશે. ૩

---

## પાઠ ૧૩મો

### દૂધ

ષ્ + ણ = ષ્ણ, સ્ + વ = સ્વ

પ્રિય બંધુઓ! તમે ગાયનો પાઠ શીખી ગયા છો. ગાય દૂધ આપે છે. એ દૂધથી આપણે ઉછરીએ છીએ. એ પચવામાં ઘણું હલકું છે. આથી માંદાં માણસોને એ પીવાથી ગુણ થાય છે. ભેંસનું દૂધ શરીરને વધારે ભારે પડે છે. બીજાં કોઈ પ્રાણી દૂધ આપે છે?

હા, જી. બકરી દૂધ આપે છે.

સાહેબ, ગધેડી પણ આપે છે.

ખરી વાત. એ દૂધ આપણે હમેશ પીતા નથી. પણ વૈદો કેટલાક રોગમાં એ દૂધ વપરાવે છે. બકરીનું દૂધ ઉધરસ પર ગુણ કરે છે.

વારૂ, હવે આ સવાલનો જવાબ આપો. દૂધનું શું થાય છે?

ગુરુજી, એ તો અમે શીખ્યા છીએ. દૂધનાં દહિં, માખણ, ને ઘી થાય છે.

હા, દૂધને આખરે છે એટલે દહિં થાય છે. પહેલું દૂધને ઊનું કરે છે. પછી ટાઢું પાડે છે. ઉંફાયું થાય એટલે તેમાં થોડું દહિં નાખે છે. તે બધા દૂધમાં હલાવે છે. આને આખરવું કહે છે. તમને દહિં ભાવે છે ?

હા, જી. દહિંમાં ખાંડ નાખવાથી તે ઘણું મીઠું લાગે છે.

હા. તમે જાણો છો ? શ્રીકૃષ્ણને દહિં ઘણું વહાલું હતું. દહિંને કપડામાં નાખી છણે છે. ગળપણ સાથે તે ઘણું સ્વાદ લાગે છે.

દહિંને વલોવવાથી છાસ થાય છે. દાક્તરો માંદાં માણસોને છાસ ખાવાનું કહે છે. છાસ ઉપરથી માખણ તારવી કાઢે છે. તે માખણનું ઘી થાય છે.

દૂધનું શું શું બને છે ? સાંભળો. દૂધનો માવો થાય છે. પેંડા ને બાસુદી પણ એનાં થાય છે.

સાહેબ, શ્રીખંડ એનોજ થાય છે કેની ?

હા. તમે બરફી ખાધી હશે. એ પણ એનીજ બનાવે છે. ભાટીઆઓ દૂધને ગરમ કરે છે. પછી તેમાંથી જાડી તર કાઢે છે. તેને મલાઈ કહે છે. તે પણ તમે ખાધી હશે. જોયું ? દૂધની કેટલી બધી ખાવાની ચીજો બને છે ?

લખો—શ્રીકૃષ્ણ, પ્રિય, ઉંફાયું

તમને દહિં મીઠું લાગે છે ?

# પાઠ ૧૪મો

## સાચું બોલવું.



ન્ + સ = ન્સ, ગ્ + ય = ગ્ય,
ઢ્ + ય = ઢ્ય, ળ્ + ય = ળ્ય,
પ્ + પ = પ્પ

ભાઈઓ, આ તકતાનો કાચ કોણે ભાંગ્યો ?

બા, અમારાથી ભાંગ્યો. માફ કરો. અમે તમને એ કહેવા આવતાં હતાં. એટલામાં તો તમેજ અહિં આવી ચઢયાં. અમે દડાની રમત રમતાં હતાં. દડો ઉછળ્યો

ને કાચ સાથે અફળાયો. હવેથી અમે દડો આંગણામાં ખેલીશું.

સારૂં. આંગણામાં રમજો કે પાસેના ચોગાનમાં. તમે સાચે સાચું કહ્યું તેથી હું રાજી થઈ છું.



આગળ, દિવાનખાનામાં માએ બે બેનોને દીઠી. મેજ પર જોતાં લખેલા કાગળો પર બધે સાહીજ સાહી. અરેરે ! આ તો ગજબ થયો. આ સાહી કોણે ઢોળી? તમારા મોટા ભાઈના કાગળો કોણે બગાડ્યા ?

મોટી બેન એકદમ બોલી ઊઠી. બા, ધમકાવશો મા. એનો બિલકુલ વાંક નથી. હું મંદુની પેન્સિલ

ઘડવા ચપ્પુ લેવા ગઈ. એટલામાં રસ્તામાં મેં મધુરૂં વાગતું વાજું સાંભળ્યું. ધ્યાન ત્યાં જવાથી ખડીઆને હાથનો ધક્કો વાગ્યો. આથી કાગળો બગડ્યા. બા, બહુ ખોટું થયું. માફ કરો.

છોકરાં જમવા બેઠાં ત્યારે માએ કહ્યું. બાળકો, તમે આજ ઘણાં ડાહ્યાં થયાં. હું બહુ રાજી થઈ છું. હમેશ સાચું બોલજો. સજાની બીકથી કદી જૂઠું બોલશો મા. સાચું બોલવાથી ઈશ્વર રાજી રહે છે. સાચું બોલનારનો સહુ ભરોસો કરે છે.

લખો—ઈશ્વર, શિક્ષક, સાહી, આંગણું
માફ કરનાર પર ઈશ્વર રાજી રહે છે.

---

## પાઠ ૧૫મો

### મુસાફરી

ષ્ + ય = ષ્ય, સ્ + ટ = સ્ટ, ટ્ + ર = ટ્ર,
પ્ + લ = પ્લ, ર્ + મ = ર્મ, ર્ + ડ = ર્ડ

ભાઈ, આવ્યો ? ક્યાં ક્યાં જઈ આવ્યો ? શું શું જોયું ? તારી સાથે કોણ કોણ હતા ?



બા, શિક્ષક સાહેબ ને અમે ૨૦ શિષ્યો હતા. અમારી જોડે બે માણસ ને એક રસોઇઓ હતા. અમદાવાદથી નીકળ્યા અમે પહેલાં વડોદરે ગયા. દરેક સ્ટેશન પર જોવાની ખૂબ ગમ્મત પડતી. ગાડીમાંથી ઉતરનાર ને ગાડીમાં બેસનારની શી ધમાલ! પ્લેટફોર્મ પર કેવી દોડાદોડ! કેટલાક તો ગાડી ઉપડવાની વેળાએજ આવતા. ટિકિટ કરાવી, દરવાજે તેને કપાવી, તેઓ દોડતા દોડતા બેસતા. ગાર્ડ સિસોટી વગાડતો કે ગાડી ઉપડતી. શો તે વખતનો દેખાવ! જ્યાં ત્યાં આવું સંભળાતું. વહેલા આવજો. કાગળ લખજો. ત્યાં સહુને બોલાવજો. અમે વડોદરૂં, સુરત, ને મુંબઈ જોયાં. વડોદરામાં બાગ ઘણો સુંદર ને મોટો છે. મહારાજા ગાયકવાડનો મહેલ ઘણો દેખાવડો છે. સુરતમાં પણ મોટો રાણીનો બાગ છે. પણ તે વડોદરાના બાગ જેવો નથી. તાપી નદીના

કિનારા પરનો દેખાવ ઘણો સુંદર છે. ત્યાંનાં નાનાં-મોટાં મકાનો જુદી જુદી ઢબનાં છે. બંગલાઓ પણ તેવાજ છે. પણ, બા, ક્યાં એ શહેરો ને ક્યાં મુંબઈ? મુંબઈ નગરી તો અલબેલીજ, હો. એ જોઈને અમે છક થઈ ગયા. શાં કોટનાં મકાનો! જાણે આકાશ સાથે વાત કરતાં ન હોય! શી લોકોની ધમાલ! તરેહવાર ઘોડાગાડીઓ, ટ્રામો, મોટરો, ને સાઇકલો, એ બધાંની કેવી દોડાદોડ! કેવો સુંદર દરિયાકિનારો! કેટલી બધી આગબોટો! વળી મલબાર ટેકરી કેવી મઝાની! અહાહા! ત્યાંથી દેખાવની તો વાતજ શું કહું!, બા, મુસાફરી મને બહુ ગમી. એથી મને ઘણું જાણવાનું મળ્યું.

લખો—શિક્ષક, શિષ્ય, ટ્રામ

મુસાફરી કોને પ્રિય નથી? તેથી આનન્દ સાથે ઘણું જાણવાનું મળે છે.

---

## પાઠ ૧૬મો

### મારૂં સુખ

#### ગઝલ

ન + ય = ન્ય, ર + ય = ર્ય

પાળેલો કુતરો—

અહા સુખ વિશ્વમાં કેવૂં, મને મુજ શેઠને ત્યાં છે,
સહૂ ખાવા પિવાનામાં, મને આનંદ ન્યારો છે. ૧

રાની કુતરો—

ખરે સુખ વિશ્વમાં મારૂં, સહૂથી શ્રેષ્ઠ હૂં માનૂં,
ફરૂં નિત મોજમાં મ્હાલૂં, ન કોને શેઠ હૂં માનૂં.

પાળેલો કુતરો—

નથી હૂં ટાઢમાં ઠરતો, નથી તાપે બહૂ તપતો,
નથી વરસાદમાં ધ્રુજતો, સદા હૂં હર્ષમાં રમતો. ૩

રાની કુતરો—

રુચે જે તે સદા ખાતો, રુચે જ્યાં ત્યાં સદા ફરતો,
રુચે જે કાર્ય તે કરતો, સદા આનંદમાં ભમતો. ૪

માણસ—

તમારૂં સૂખ બંનેનૂં મને લાગે જુદૂં જૂદૂં,
ઘણૂં પાળેલને સુખ છે, પરંતૂ રાનિનૂં જૂદૂં. ૫
ઘણૂં સુખ શેઠ જે દે છે, સદા તૂં આપિયૂં લે છે,
બની તૂં દાસ જે લે છે, સદા તે સૂખ નીચૂં છે. ૬
ખરૂં સુખ રાનિ તૂં લે છે, સદા મનને રુચ્યૂં લે છે,
ફરે મનમાનતી રીતે, ખરે તે સૂખ ઊંચૂં છે. ૭

# પાઠ ૨૭મો

## વાંદરાં



ચ્ + ચ = ચ્ચ

બા, જો તો ખરી. છાપરેથી છાપરે આ કેવું કૂદે છે! સુરતમાં તો મેં આવું જોયું નથી.

બેન, એ વાંદરૂં છે. એનું પૂંછડું જોયું! કેવું મોટું છે! એ એક છાપરેથી બીજે છાપરે કેવી છલંગ મારે છે! પેલો મોટો વાંદરો દીઠો? એનું શરીર કેવું જાડું છે! એ બધાં વાંદરાંનો સરદાર છે. એ કૂદ્યો કે એની પાછળ બધાં કૂદવાનાં. પેલી વાંદરી જોઈ? એણે પોતાનું બચ્ચું છાતીએ કેવું વળગાડ્યું છે! એને

બચ્ચું કેવું વહાલું છે ! બધાં પ્રાણીને પોતાનાં છોકરાં પર એવુંજ વહાલ હોય છે.

બા, આ તો વાંદરાંનાં ઝુંડનાં ઝુંડ આવ્યાં.

હા, જોજે. સરદાર વાંદરૂં કૂદશે કે બધાં કૂદવાનાં. એ છાપરાનાં નળીઆંનો ભૂકો કરી નાખે છે. પતરાં પર અવાજ કેવો થાય છે !

બા, મારા તો કાન ફૂટી ગયા. બા, જો, જો. ઊભું થયું. ચાલે છે ત્યારે તો જાણે માણસજ જોઈ લેવું.

હા, એનું મોં કાળું છે. જો પેલું વાંદરૂં કુતરાથી કેવું નાઠું !

બા, હું લાકડી ઉગામું છું, એટલે એ નાસી જાય છે.

હા, એ આપણાથી બીએ છે. પણ એ છાનુંમાનું ઘરમાં પેસે છે. સીંકા પર ફળ હોય તો તે ઉપાડી જાય છે.

લખો—પૂંછડું, ઝુંડ, ઊભું

વાંદરાં દેખાવમાં માણસને મળતાં છે.

---

# પાઠ ૧૮મો

## માકડાં

ભાઈઓ, બેનો, આવો. તમને હવે બીજાં વાંદરાં વિષે કહું.



લાલ મોંનાં વાંદરાં હોય છે. તેને માકડાં કહે છે. મુંબઈમાં એવાં માકડાં દીઠામાં આવે છે. મથુરા ને કાશીમાં તે ઘણાં હોય છે. એ વાંદરાંનું પૂંછડું નાનું હોય છે. એ ઘણાં ચાલાક ને જબરાં હોય છે. આપણે એને મારીએ તો એ આપણને મારવા આવે છે. એ સામાં થાય છે.

બા, કાલે આપણા ઘર આગળ એવાં વાંદરાં અમે જોયાં હતાં.

હા, મદારી વાંદરાં ને વાંદરીનો ખેલ કરતો હતો. જોવામાં રસ પડ્યો હશે. મદારીએ એને કેવાં કેળવ્યાં

હતાં! એક વાત કહું તે સાંભળો. તમને બહુ હસવું આવશે.

એક દહાડો એક માકડાએ માણસને ઘોડા પર સવાર થતો જોયો. બીજે દહાડે ઘોડાને ઊભો રાખી માણસ ઘરમાં ગયો હતો. એટલામાં માકડું ઘોડા પર બેઠું. સવારની પેઠે એણે પણ લગામ ખેંચી. ઘોડાએ જાણ્યું કે મારો શેઠ બેઠો છે. ઘોડો ચાલતો થયો. લોકો રસ્તામાં જોવા મળ્યા. વાંદરૂં કેવું નકલ કરનારૂં પ્રાણી છે!

લખો—માકડું, સવાર, નકલ, પ્રાણી

કેળવ્યાથી પ્રાણી પણ હોશિયાર ને ચાલાક થાય છે.

---

# પાઠ ૧૯મો

## વિવેક

લ્ + ય = લ્ય, ધ્ + ય = ધ્ય

મહેતાજી—મારાં વહાલાં બાળકો! આજ હું એક કામની વાત શિખવું છું. તમે ધ્યાન દઇ ને સાંભળશો કે?

છોકરાં—હા, જી.



મહેતાજી—બહુ સારૂં. ત્યારે સાંભળો. તમને શું સારૂં લાગે છે? 'અલ્યા એ! આમ આવ,' કે 'હે ભાઈ, આમ આવ.'

છોકરાં—સાહેબ, 'હે ભાઈ, આમ આવ.'

મહેતાજી—જુઓ, ત્યારે. આપણે કોઈને પણ તોછડાઈથી બોલાવવું નહિ. સહુની સાથે સલુકાઈથી ચાલવું. ઊંચાં કેળવાએલાં માણસોનો દાખલો લેવો. તેઓ કોઈને તુંકારાથી બોલાવતાં નથી.

છોકરાં—ગુરુજી, માબાપ તો અમને 'તું' કહે છે.

મહેતાજી—હા, ભાઈ. ખરી વાત છે. પણ માબાપ તમને કેવાં ચહાય છે! તેમના વહાલની શી વાત!

શિક્ષક પણ છોકરાં પર એવુંજ વહાલ રાખે છે. વહાલ વગરનો તુંકારો તે તોછડાઈ. સમજ્યાં ?

છોકરાં—હા, જી.

મહેતાજી—ત્યારે તમારાથી નાનાંને પણ તુંકારો કરશો નહિ. ઉમરે મોટાં હોય તેમને માન આપજો. જેની સાથે જેમ ઘટે તેમ બોલવું. એનું નામ વિવેક. તમે સહુ જોડે વિવેકી થશો કે ?

છોકરાં—હા, જી.

મહેતાજી—સારૂં બોલવાથી મોં શોભે છે. બોલવા ચાલવામાં હમેશ સલુકાઈ રાખજો. કોઈનું મન દુખાય તેમ બોલશો નહિ. હમેશ સારી રીતે ચાલજો. તેમ ચાલવાથી તમે શાણાં કહેવાશો. સહુ તમારાં વખાણ કરશે.

લખો—શિક્ષક, વિદ્યા, વિવેક

વિવેકી છોકરાં સહુને વહાલાં લાગે છે.

---

## પાઠ ૨૦મો

### ધાતુ

### ત્ + ત = ત્ત

બાળકો, મારી પાસે આવો. તમે સિક્કા વિષે શીખી ગયાં છો. યાદ છે ?

હા, બા.



આ સિક્કો તપાસો. એનો રંગ કેવો છે?

બા, તમારા હાથનાં ઘરેણાંના રંગ જેવો છે.

હા, એ સોનાનો સિક્કો છે. મારા હાથનાં, કાનનાં, ને ડોકનાં ઘરેણાં સોનાનાં છે. એનો રંગ કેવો છે?

બા, પીળો છે.

હા, સોનું રૂપા કરતાં ઘણું મોંઘું છે. આથી તવંગર લોકોજ સોનું વાપરે છે. રૂપાથી એ પોચું છે. એનાં ઘરેણાં પર ઝીણી નકશી પડી શકે છે. આપણે ત્યાં સોનીઓ હોશિયાર છે. તેઓ સુંદર ઘાટ ઘડે છે. ઘરેણાં સિવાય બીજું કંઈ તમે રૂપાનું જોયું છે?

હા, બા. પૂજાનાં વાસણો રૂપાનાં જોયાં છે.

જુઓ નહાવાની કુંડી. એ શેની બનેલી છે? પૈસા શેના બને છે?

ત્રાંબાના.

હા, આ કુંડી પણ ત્રાંબાની છે. એથી એને

ત્રાંબાકુંડી કહે છે. પેલો દેગડો ને ઘડો પણ ત્રાંબાનાં છે. ત્રાંબાનો રંગ કેવો છે ?

લાલચોળ છે.

ખરૂં. આ વાસણો માંજવાથી સુંદર લાલ થાય છે. આ રાંધવાની તપેલીઓ ને જમવાની થાળી જુઓ. એ ત્રાંબાની છે ?

ના, એ તો પીળી છે.

હા, એ પિત્તળનાં છે. પિત્તળ પીળું હોય છે. પાણી પીવાના કળશીઆ ને પવાલાં પિત્તળનાં બને છે.

બા, વાસણોમાં આ ધોળું શું છે ?

એ કલાઇ કહેવાય. કલાઈ દેવડાવ્યાથી એમાં ખાટી વસ્તુઓ બગડતી નથી.

સોનું, રૂપું, ત્રાંબું, પિત્તળ, ને કલાઈ, એને ધાતુ કહે છે. જમીનની અંદર ઊંડી ખાણો હોય છે. તેમાંથી એ ધાતુઓ ખોદી કઢાય છે. ખાડા શાથી ખોદાય છે? જાણો છો ?

હા, બા. આપણી વાડીમાં માળી ચાંચવાથી ખોદતો હતો.

ખરૂં. એ ચાંચવો શેનો બને છે? નથી જાણતાં કેમ?

વારૂ, જુઓ. એનો હાથો લાકડાનો છે. આગલો ભાગ લોઢાનો બનેલો છે. લોઢાનું બનેલું બીજું કંઇ તમે જોયું છે ?

હા, બા, પાળી, ચપ્પુ, તાળું, કુંચી.

ખરૂં. લોઢું એ પણ ધાતુ છે. બીજી બધી ધાતુથી એ સોંઘું છે. પણ એના વગર ખેતર ખેડાય નહિ; ઘર બંધાય નહિ. ખેડવાનાં હળ, ખીલા, ચૂંકો, વગેરે એનાંજ બને છે. એ સસ્તું છે, પણ બહુ ઉપયોગી છે.

લખો—ચપ્પુ, સસ્તું

સોનું શોભિતું ને કીમતી છે. લોઢું સસ્તું ને ઉપયોગી છે.

---

## પાઠ ૨૧મો

### સંતોષ

સ્ + ત + ર = સ્ત્ર, ક્ + લ = ક્લ

#### દોહરો

ગરીબ કેરાં વસ્ત્રમાં, ગરીબને આનંદ;
ગરીબ કેરાં ઝૂંપડાં, ગરીબને આનંદ. ૧
ગરીબનાં બાળક વિષે, ગરીબને મન ગર્વ;
ગરીબ જે એવા જગે, તેને સુખ છે સર્વ. ૨
હરિકૃપાએ જે મળ્યૂં, તેથી સંતોષાય;
તે જનને જગમાં સદા, મનમાં શાંતી થાય. ૩
અસંતોષિને સર્વદા, મનમાં ક્લેશજ થાય;
અસંતોષિને સુખ નહીં, કોઈ રીતથી થાય. ૪

---

# પાઠ ૨૨મો

## મુંબઇ

ખ્ + ર = ખ્ર, મ્ + ય = મ્ય

મહેતાજી—છોકરાઓ, મુંબઈ તમે જોયું છે ? જેણે જોયું હોય તે હાથ ઊંચો કરો.

મંગેશ, મંચેર, ને રામલાલે હાથ ઊંચા કર્યા.

મહેતાજી—બોલ તો મંગેશ, તને ત્યાં શું જોવા લાયક લાગ્યું ?

મંગેશ—સાહેબ, ત્યાં એક મોટું સ્ટેશન છે. તે મને બહુ ગમ્યું.

મહેતાજી—શા માટે ?

મંગેશ—સાહેબ, તે બહુ મોટું છે. અંદર ચાર-પાંચ ગાડી સાથે ઊભી રહે છે. બધું ભપકાભેર જણાય છે.

મહેતાજી—સ્ટેશનના બહારના ભાગ પર ઘડીઆળ છે. તે તેં જોઈ હશે. તને સ્ટેશનનું નામ યાદ છે?

મંગેશ—ના, સાહેબ.

મહેતાજી—તેનું નામ તું ભૂલી ગયો ? તેનું નામ બોરીબંદર સ્ટેશન છે. જુઓ, છોકરાઓ, તમને તેનું ચિત્ર બતાવું.



વારૂ, મંચેર, તને મુંબઈમાં શું ગમ્યું ?

મંચેર—સાહેબ, ચોપાટી.

મહેતાજી—કેમ ?

મંચેર—સાહેબ, ત્યાં હવા ફક્કડ આવે છે. ફરવાની મઝા પડે છે. દરિયાનો દેખાવ ઘણો સરસ છે.

મહેતાજી—તે તો ખરૂં, પણ તે દેખાવમાં બીજું શું ઘણું સુંદર છે?

મંચેર—બીજું કંઈ નહિ.

મહેતાજી—ના, તેમ નથી. જો તેં કહ્યું તે ખરૂં છે. પણ ત્યાં જુદા જુદા લોકો જોવામાં આવે છેઃ— હિંદુ, મુસલમાન, ખ્રિસ્તિ, પારસી, મરદ તેમજ બૈરાં.

આને લીધે દેખાવ પચરંગી હોય છે. દિલને આરામ મળે છે. ત્યાં ચોકખી ને તાજી હવા આવે છે. આંખને આનંદ મળે છે. જુદા જુદા લોકોનો દેખાવ ઘણો સારો લાગે છે. મરદ અને બૈરાં આનંદથી ને છૂટથી ફરે છે. એ દેખાવથી કેમ મઝા ન પડે!

જુઓ, છોકરાઓ. આ ચિત્રમાં ચોપાટીનો દેખાવ છે. કેવું સુંદર ચિત્ર છે!



લખો—ખ્રિસ્તિ, સ્ટેશન, મઝા

લોકો ચોપાટી પર ફરવા જાય છે.

---

# પાઠ ૨૩મો

## મુંબઈ ( ચાલુ )

છ્ + ય = છ્ય, ર્ + ક = ર્ક

મહેતાજી—વારુ, રામલાલ, તને મુંબઈમાં શું ગમ્યું?

રામલાલ—સાહેબ, માર્કેટ. માર્કેટ આગળ ટ્રામ, ગાડી, ને લોકોની ધમાલ હોય છે. તે જોઈ હું ઘણો ખુશ થયો હતો.

મહેતાજી—તે માર્કેટનું નામ તું નથી જાણતો?

રામલાલ—સાહેબ, હું તે ભૂલી ગયો છું.

મહેતાજી—તેનું નામ ક્રાફર્ડ માર્કેટ છે. ત્યાં જાતજાતનાં ફળ મળે છે. જાતજાતનાં શાક વેચાય છે. જાતજાતનો સૂકો મેવો મળે છે. જાતજાતનાં ફૂલ ને પક્ષીઓ પણ વેચાય છે. તે તેં જોયું હતું?

રામલાલ—હા, સાહેબ.

મહેતાજી—ટ્રામ ઘોડા વગર ચાલે છે. તે તેં દીઠું હતું?

રામલાલ—હા, સાહેબ.

મહેતાજી—તે શાથી ચાલે છે? તે તેં કોઈને પૂછ્યું હતું?

રામલાલ—ના, સાહેબ.

મહેતાજી—જો ત્યારે. હું તને તે કહું. તે વીજળીથી ચાલે છે. ઉપર તાર છે. તેમાંથી વીજળી આવી પૈડાંને ચલાવે છે.

જુઓ, છોકરાઓ, આ માર્કેટ આગળનું ચિત્ર. જુઓ ત્યાંનો દેખાવ. જુઓ, તે કેવો સુંદર છે !



મુંબઈમાં ગાડીઘોડા, ટ્રામ, ને મોટરની ધમાલ બહુજ જબરી હોય છે. ત્યાં ચાલાક માણસોને પણ ચાલવું અઘરૂં થઇ પડે છે. ત્યાં વસ્તી ઘણીજ ઘીચ હોય છે. મકાનો ઘણાં મોટાં હોય છે. છતાં લોકોને રહેવાની સગવડ મળતી નથી.

જે સુખ મુંબઈ બહાર છે, તે ત્યાં નથી. મુંબઈમાં છે, તે બીજે નથી. સારી હવા બીજે છે, તે ત્યાં નથી. મોટાં શહેરમાં છે, તે નાનાં ગામોમાં નથી. નાનાં ગામોમાં છે, તે મોટાં શહેરોમાં નથી. સુખ ઈશ્વરે જાણે બધે તોળીને આપ્યું છે.

લખો—સગવડ, ટ્રામ, વીજળી, વસ્તી
ઈશ્વરે સુખ બધે તોળીને આપ્યું છે.

---

# પાઠ ૨૪મો

## દયા

સ્ + પ = સ્પ, દ્ + દ = દ્દ

મહેતાજી—રહીમ, તેં આપણા શહેરની ઇસ્પિતાલ જોઈ છે કે?

રહીમ—ના, સાહેબ.

મહેતાજી—જો ત્યારે, આ તેનું ચિત્ર છે. ત્યાં માંદા માણસોની માવજત મફત થાય છે. દર્દીઓને દવા મફત અપાય છે. ગરીબ માણસો એનો લાભ લે છે.



રહીમ—હા, સાહેબ. મારા મહોલ્લામાં એક છોકરી ગાડી તળે છુંદાઈ હતી. તેને પગે ઇજા થઈ હતી. તેને લોકો ત્યાં લઇ ગયા હતા. કાલેજ તે સાજી થઈને આવી. તેની મા ઇસ્પિતાલના દાક્તરનું બહુ સારૂં બોલતી હતી.

મહેતાજી—ખરૂં છે; સારૂં કરે તેનું સારૂંજ બોલાય. એ દાક્તરને લોકો કેવા કહે છે?

રહીમ—તે મને ખબર નથી.

મહેતાજી—એને દયાળુ કહે છે. દાક્તરને દર્દીઓને માટે બહુ લાગે છે. બીજાનું દુઃખ જોઇ એને દયા આવે છે. ઇસ્પિતાલ ચલાવનાર સરકાર પણ આજ પ્રમાણે

દયાળુ છે. મકાન, દાક્તર, ને દવાનો
ખરચ દયા ખાતર કરવામાં આવે છે.
વારૂ, હરિલાલ, આ ચિત્ર જો. એ શું બતાવે છે?



હરિલાલ—સાહેબ, દહેરૂં.
મહેતાજી—દહેરા આગળ ભિખારીઓ છે, તે જોયા?
કોઈને હાથ નથી. કોઈને પગ નથી.
કોઈને આંખ નથી. એ જોયું? પૈસાદાર

દયાળુ લોકો તેમને દાણા, ફળ, ને પૈસા આપે છે, તે જોયું? તે શું બતાવે છે?

હરિલાલ—દયા.

મહેતાજી—દયા કેવી સારી છે! સુખીએ દુઃખીની દાઝ જાણવી જોઈએ. દયાળુ થવું તમને ગમે કે નહિ?

છોકરાઓ—ગમે.

મહેતાજી—જુઓ આ ત્રીજું ચિત્ર—પાંજરાપોળ. જૈન લોકો બહુ દયાળુ છે. તે લોકો મોટે ખરચે પાંજરાપોળ નિભાવે છે. તમે કોઈ તે વિષે કંઈ જાણો છો?



રમણ—હા, સાહેબ, મારે ઘેર ઘોડો હતો. તે લંગડો થયો એટલે મારા મોટા ભાઈએ તેને પાંજરાપોળમાં મોકલી દીધો હતો.

મહેતાજી—જુઓ ત્યારે. પાંજરાપોળની ગોઠવણ કેવી સારી છે! કેટલીક પ્રજાઓમાં દુઃખી થએલાં જાનવરો માટે આવી ગોઠવણ નથી. ઢોરને પણ આપણી પેઠેજ દુઃખ થાય છે. તેમનું દુઃખ જોઈને આપણને દુઃખ લાગવું જોઈએ. બોલો, તમને દયાળુ થવું ગમે કે નહિ?

છોકરાઓ—સાહેબ, અમને દયાળુ થવું ગમે છે.

લખો—પ્રજા, પાંજરાપોળ, દાક્તર

સુખીએ દુઃખીની દાઝ જાણવી જોઈએ.

---

## પાઠ ૨૫મો

### સોબત

બ્ + ઇ = બ્ઇ

સરલા—ભાઈ મુકુંદ, તું ચંપકની સોબત રાખતો ના.

મુકુંદ—બા, મને એની સાથે રમવું બહુ ગમે છે.

સરલા—ભાઈ, ગમે ખરૂં, પણ સારી સોબતે સારા થવાય ને માઠી સોબતે માઠા થવાય. આપણા ફળીઆમાં પેલી જીવી નઠારી છોકરીઓમાં રમે



છગન.



હરિલાલ

છે. એ કેવી નઠારી થઈ છે! જો એ કોઈ સાથે ચિઢાય છે કે તરત તેને ગાળો દે છે. એટલુંજ નહિ, પણ એનાં પોતાનાં માબાપના પણ એ સામું બોલે છે. વળી પેલો છગન ફળીઆના નઠારા છોકરાઓ જોડે આખો દહાડો રખડે છે ને લખોટા રમે છે. એ કેવો બગડી ગયો છે! નિશાળે જતાં એ કેવું તોફાન કરે છે! કેટલીક

વાર તો એને ખેંચીને નિશાળે લઈ જવામાં આવે છે. એનું મન રમતમાં ને રમતમાં રહે છે. હમણાં તો એના સોબતીઓનું જોઈને એ મારામારી કરતાં, ગાળાગાળી કરતાં, ને બીડી પીતાં શીખ્યો છે. હવે પેલો હરિલાલ શું કરે છે, તે જો. એની રીતભાત કેવી સારી છે ! એ જેને તેને 'તમે' કહીને બોલાવે છે, કોઈ દહાડો ખરાબ શબ્દ બોલતો નથી, ને ભણવામાં મન રોકેલું રાખે છે. એ સારે ઘેર ઉછરેલો છે ને સારા સોબતીઓમાં ફરે છે. તને એના જેવા થવું ગમે કે પેલી જીવી ને છગનના જેવા ?

મુકુંદ—મને હરિલાલ જેવા થવું ગમે.

સરલા—ત્યારે ચંપક જોડે ફરતો ના. ખરાબ સોબતથી દૂર રહેવું; તેથી ખરાબ થવાય. ચંપકને જૂઠું બોલવાની ટેવ છે. વળી એ અદેખો છે. કોઈનું સારૂં એનાથી ખમાતું નથી. આપણે કોઈ દિવસ જૂઠું ન બોલવું. બીજાને સુખી જોઈ આપણે રાજી થવું. આપણે કોઈની પણ અદેખાઈ ન કરવી. મારા કહ્યા પ્રમાણે કરીશ તો તું મને બહુ વહાલો લાગીશ. તને વહાલા થવું ગમે છે ને ?

મુકુંદ—હા, બા.

સરલા—ત્યારે હવે ચંપક જોડે બિલકુલ ફરતો ના.

લખો—શબ્દ, જૂઠું, બિલકુલ, દિવસ
જેવી સોબત રાખશો તેવાં થશો.

---

## પાઠ ૨૬મો

### મારો આનંદ

ગઝલ

ષ્ + ક = ષ્ક, ષ્ + ઠ = ષ્ઠ, જ્ + ઞ = જ્ઞ

સિંહ—

અહા આનંદ કેવો છે, મને વનમાં વિહરવાનો!
મને આનંદ પુષ્કળ છે, પશૂનો ભક્ષ કરવાનો. ૧
સુખેથી સર્વદા મ્હાલૂં, ઘણો આનંદ ફરવાનો,
ખરો હૂં શ્રેષ્ઠ સર્વેમાં, ન કોથી લેશ ડરવાનો. ૨

અનુષ્ટુભ્

માણસ—

હર્ષ જે મરવાનો છે, અલ્યા ગર્વિષ્ઠ સિંહલા,
હર્ષ તે નીચમાં નીચ, જાણ અજ્ઞાન સિંહલા. ૩

---

# પાઠ ૨૭મો

## સુદામા

ટ્ + ય = ટ્ય, શ્ + ક = શ્ક, દ્ + વ = દ્વ

એક સાંદીપનિ નામના ઋષિ હતા. શ્રીકૃષ્ણ ને સુદામા તેમના શિષ્ય હતા. એ બે જોડે ભણતા, જોડે ખાતાપીતા, ને જોડે સૂતા. સુદામા વડા નિશાળીઆ હતા. તેમની સાથે શ્રીકૃષ્ણને ઘણી સારી સોબત હતી. બંને વચ્ચે બહુ પ્રેમ હતો.

ભણી રહ્યા પછી શ્રીકૃષ્ણ દ્વારિકા ગયા. ત્યાં તે પોતાનું રાજ્ય ચલાવવા મંડ્યા. સુદામા પોરબંદર ગયા. ત્યાં તેમણે પોતાનો સંસાર માંડ્યો.

સુદામા બહુ દૂબળા હતા. તે દેખાવમાં સૂકા ને દયા આવે એવા હતા. તે ઘણા ગરીબ હતા. તેમની બૈરી લોકોનું પાણી ભરતી, વાસણ માંજતી, ઘણી મહેનતે ઘરનું પૂરૂં કરતી. એક વાર ખાવાનું ખૂટ્યું. છોકરાં ભૂખે ટળવળ્યાં બૈરીએ સુદામાને કહ્યું, તમારા મિત્ર રાજા છે. તેમની પાસે જઈને માગી આવો તો દુઃખ ટળે. સુદામા કહે, માગવું ને મરવું બરાબર છે. હું માગું નહિ. બૈરીએ બહુ વીનવ્યા. છેવટે સુદામા કૃષ્ણ પાસે માગવા ગયા.

ફાટાંતૂટાં કપડાં પહેરી સુદામા દ્વારિકા ગયા. ગામનાં છોકરાં એમની મશ્કરી કરવા મંડયાં. કોઈ છોકરાંએ એમને કાંકરા માર્યા. કોઈએ તાળીઓ પાડી. કોઈ એમની આસપાસ વિંટાઇ વળ્યાં. ધીમે ધીમે એ શ્રીકૃષ્ણને ઘેર પહોંચ્યા. શ્રીકૃષ્ણ એમને હરખથી



મળ્યા. બંને એક બીજાને ભેટયા. પછી શ્રીકૃષ્ણે પૂછયું. ભાભીએ કંઈ ભેટ મોકલી છે કે ? લાવો, જોઉં. આ નાની પોટલીમાં શું છે ? એમ કહી સુદામાની પાસે એક નાની પોટલી હતી તે ખૂંચવી લીધી.

પોટલીમાં થોડા ચોખા હતા. શ્રીકૃષ્ણે તે ખાધા. ખાતાની વાર સુદામાના ઘરને ઠેકાણે મહેલ થઇ ગયો. તેમની ગરીબાઈ જતી રહી.

પણ સુદામાને લાગ્યું કે કૃષ્ણે મને કંઈ મદદ આપી નહિ. દિલગીર થઈ તે ઘેર ગયા. ગામ ગયા તો ત્યાં

પોતાની ઝૂંપડી ન જડે. તેમણે કહ્યું, હરિ હરિ ! ઝૂંપડી તો ગઈ તો ગઈ, પણ મારાં બૈરીછોકરાં ક્યાં ગયાં ?

" તૂટી સરખી ઝૂંપડી, ને લૂંટી સરખી નાર,
સડ્યાં સરીખાં છોકરાં, ન મળ્યાં બીજી વાર. "

આમ, તેઓ દિલગીરી કરતા હતા, એટલામાં તેમની સ્ત્રીએ તેમને મહેલમાંથી જોયા ને બોલાવ્યા. સ્ત્રીએ કહ્યું, શ્રીકૃષ્ણની કૃપાથી આપણી ગરીબાઇ ગઈ છે. આ મહેલ આપણોજ છે.

સારા મિત્રની મદદથી સુદામાનું દુઃખ ગયું. એમણે ને એમનાં બૈરીછોકરાંએ ત્યાર પછી ખાઈપીને મઝા કરી.

લખો—મિત્ર, દિલગીરી, શ્રીકૃષ્ણ, દ્વારિકા, સ્ત્રી
સુદામા ને શ્રીકૃષ્ણ બાળમિત્ર હતા.

---

## પાઠ ૨૮મો
### વીંછી



ખ્ + ત = ખ્ત, ૯ + ચ = ઠચ

વીંછીનો ડંખ બહુ જબરો હોય છે. વીંછી એના આંકડાથી ડંખે છે. જે જગાએ ડંખ લાગે છે, ત્યાં માણસને ઘણીજ અગન અગન થાય છે. તે બળતરાનું દુઃખ જેણે વેઠયું હોય તેજ સમજી શકે છે. બીજાઓ તે સમજી શકતા નથી.

વીંછીના ડંખનું દુઃખ એક જગાએજ ન રહેતાં ઊંચે ઊંચે ચઢે છે. તેને "વીંછી ચઢયો," એમ કહે છે. ડંખ ચઢે નહિ તેટલા માટે ડંખની ઉપર દોરી કે ચીથરૂં અથવા તો રૂમાલ બાંધી લેવો એ સારી વાત છે. તેથી શરીરમાં દાખલ થએલું ઝેર લોહીમાં આગળ ફેલાતું અટકે છે. વીંછી કરડે ત્યારે લોકો તેમ કરે છે.

કેટલાક વીંછી ઘણા ઝેરી હોય છે. જેને તે કરડે તે માણસ મરી જાય છે. ઘણા વીંછી તેવા હોતા નથી. તોપણ તેનો ડંખ ચોવીસ કલાક સુધી ટકે છે. તેટલો વખત થયે દરદ એની મેળે જતું રહે છે.

અણસમજને લીધે કેટલાક લોકો વીંછીનો ડંખ ઉતરાવવા માટે મંતરજંતર કરનારાઓને બોલાવે છે. ડંખ ઓછો જોરમાં હોય ત્યારે દુઃખતી જગા પર હાથ ફેરવ્યાથી ને વખત જવાથી દુઃખ કમી થાય છે. પણ તેની સાથે જો કોઈ મંત્ર ભણે છે તો દર્દીને તેના પર ભરોસો હોવાથી દુઃખ મંત્રથી મટયું, એમ તે માની લે છે. સખ્ત ડંખ ને ખરા ઝેરી ડંખ પર મંત્રથી અસર થએલી જાણમાં નથી.

વીંછી ભેજ ને ગંદવાડમાં થાય છે. છાણમાટીના લોચા ને ભીના કચરામાં.તે બહુ જલદી થાય છે. ચોકખી જગામાં તે જવલ્લે જોવામાં આવે છે.

લખો—સખ્ત, મંત્ર, ચીથરૂં

કેટલાક વીંછી ઝેરી હોય છે.

---

## પાઠ ૨૯મો

### વાઘ ને સિંહ

૬ + ૨ = ૮



ફાડી ખાનારાં પ્રાણીઓમાં વાઘ ને સિંહ બહુ બિહામણાં પ્રાણીઓ છે. બંને ઘીચ જંગલમાં રહે છે.

વાઘને તેમજ સિંહને મજબૂત પંજા હોય છે. એ પંજાઓમાં નખ એવા તીણા ને સખ્ત હોય છે કે પંજો પડતાની સાથેજ હલકાં પ્રાણીઓ મરી જાય છે. જેમ તેમના પંજા મજબૂત હોય છે તેમ દાંત પણ તેવાજ હોય છે.

બીજાં ફાડી ખાનારાં પશુની માફક વાઘ ને સિંહ રાત્રે ઘણાં બિહામણાં હોય છે. રાત્રે તે પૂર જોસમાં હોય છે. ખરી બપોરે તે સુસ્તીમાં પડી રહે છે.



વાઘના કરતાં સિંહ વધારે ઉમદા પ્રાણી છે. સિંહ એ પશુઓનો રાજા કહેવાય છે. એનો દેખાવ વાઘના કરતાં વધારે ભપકાદાર હોય છે. સિંહનો અવાજ સહુ પ્રાણીઓને થથરાવી નાખે એવો હોય છે. એ ગાજે છે તે ઘણે દૂર સુધી સાંભળી શકાય છે.

શરીરે વાઘ ને સિંહ બંને ઘણા કદાવર હોય છે.

કાઠિયાવાડના ગિરના જંગલમાં, ને હિંદુસ્તાનની બહાર આફ્રિકામાં વાઘ ને સિંહની વસ્તી છે.

આપણા રાજાઓને અને આપણા દેશમાં વસતા અંગ્રેજ અમલદારોમાંના કેટલાકને શિકાર કરવાનો ઘણો શોખ હોય છે. કેટલીક વાર તેઓ વાઘ કે સિંહને શિકારે જાય છે. તે વખતે તેમને ઘણી સાવચેતી રાખવી પડે છે. વાઘ કે સિંહની પહેલાં ખબર કઢાવી, તે જ્યાં રહેતા હોય ત્યાં તેમને લલચાવી બહાર કાઢવામાં આવે છે. પછી તેમને ગોળી મારી ઠાર કરવામાં આવે છે. સાવચેતી ને હિંમતથી ગોળી મારવામાં ન આવે તો શિકારી કેટલીક વાર જીવ ખોઈ બેસે છે.

દીવાથી ને ભડકાથી તેમજ માણસની વસ્તીથી આ પ્રાણીઓ દૂર રહે છે. વાઘ કે સિંહ જંગલમાંથી શહેરના ભાગમાં જવલ્લે જાય છે.

લખો—આફ્રિકા, વસ્તી, જવલ્લે
સિહ ઉમદા પ્રાણી છે.

---

## પાઠ ૩૦મો

### સ્વતંત્રતાનું સુખ

#### મનહર છંદ

મન ખુશ થતું નથી, ડીલને આરામ મળે;
મન ખુશ થતું નથી, નાણાં ઘણાંજ મળે;

મન ખુશ થતું નથી, મોજ અને શોખ મળે;
મન ખુશ થતું નથી, માન પુષ્કળ મળે. ૧
મન ખુશ થતું નથી, મિત્ર બહુ સારા થકી;
મન ખુશ થતું નથી, બંધૂના સંપ થકી;
જેણે જેમાં સૂખ માન્યું, તેને તેજ વસ્તુ મળે;
મન ખુશ થાય બીજું, બધું તેને તુચ્છ છે. ૨

---

# પાઠ ૩૧મો

## રામ અને સીતા

ક્ + ષ્ + મ =ક્ષ્મ, ધ્ + ન = ધ્ન

પ્રિય બંધુઓ, જુઓ, આજ તમને એક ઘણા મોટા રાજાની વાત કહું છું. મન દઈને સાંભળજો. રામનું નામ તો તમે સાંભળ્યું હશે. નહિ વારૂ ?

હા, જી.

ઠીક.

રામચંદ્ર ક્ષત્રિય હતા. એ દશરથ રાજાના કુંવર હતા. એમને ત્રણ ભાઈ હતા—લક્ષ્મણ, ભરત, અને શત્રુઘ્ન. અગાઉ જનોઈ દીધા પહેલાં ભણવાનું શરૂ થતું નહોતું. દશરથના ગોર વશિષ્ઠ હતા. તેમણે કુંવરોને જનોઈ દીધું. તેઓ તેમને પછી પોતાની સાથે આશ્રમમાં લઈ ગયા.

ત્યાં તેમને બાણ મારતાં શિખવ્યું. બીજું પણ ઘણું શિખવ્યું. થોડા દિવસ રહીને ત્યાં વિશ્વામિત્ર ઋષિ આવ્યા. તેમણે દશરથ રાજાને કહ્યું, મહારાજ, રામ અને લક્ષ્મણને મારી સાથે મોકલો. રાક્ષસો મને યજ્ઞ કરવા દેતા નથી. તેમાંથી એઓ મને બચાવશે. રાજાને કુંવરોને મોકલવા પડ્યા. ત્યાં તેમણે રાક્ષસોને માર્યા.

જનક રાજાને સીતા નામની કુંવરી હતી. તેને માટે તેણે સ્વયંવર રચ્યો હતો. રાજાની પાસે એક મોટું ધનુષ્ હતું. એ ધનુષ્‌ને જે ચઢાવે તેને મારે પરણવું એવું સીતાજીએ નક્કી કર્યું હતું. જનક રાજાએ વિશ્વામિત્ર ઋષિને સ્વયંવરમાં બોલાવ્યા હતા. રામ અને લક્ષ્મણની સાથે તેઓ ત્યાં ગયા. અગાઉ ક્ષત્રિયોની કન્યાઓ સ્વયંવર કરતી. એટલે દેશ દેશના રાજાઓ એકઠા થતા, તેમાંથી તેઓ મનને ગમતા વરને પરણતી. જનક રાજાનું ધનુષ્ કોઈથી ઉપાડાયું નહિ. છેવટે રામચંદ્રજીએ તે સહેલાઈથી ઉપાડ્યું. સીતાજીએ તરતજ રામચંદ્રજીને વર તરીકે પસંદ કર્યા. જનકે સીતાની બેન ઉર્મિલાને લક્ષ્મણ જોડે પરણાવી.

કુંવરો પરણેલી કન્યાઓ જોડે અયોધ્યા ગયા. ત્યાં ઘેરે ઘેર આનંદ થઈ રહ્યો.

લખો—ઓચ્છવ, રામચંદ્ર, લક્ષ્મણ, શત્રુઘ્ન

વશિષ્ઠ અને વિશ્વામિત્ર મોટા ઋષિ હતા.

# પાઠ ૩૨મો

## રામ અને સીતા (ચાલુ)

ન્ + થ = ન્થ, ચ્ + છ = ચ્છ, ન્ + મ્ + ય = ન્મ્ય

ત્યાર પછી દશરથે રામચંદ્રજીને રાજા કરવાનો વિચાર કર્યો. એને માટે ભારે ધામધૂમ થઈ રહી. ભરતની મા કૈકેયીને આની ખબર થઈ. એ પણ ઘણી રાજી થઈ. પણ એને મન્થરા કરીને દાસી હતી. તેણે એના કાન ભંભેર્યા. આથી કૈકેયીએ રાજાને ઉશ્કેર્યા. તેણે માગી લીધું કે રામને બાર વરસ વનમાં મોકલો અને ભરતને ગાદીએ બેસાડો. આ સાંભળી દશરથ બેભાન થઈ ગયા. તેને થોડી વારે ભાન આવ્યું. તેમણે રાણીને બહુ બહુ સમજાવી, પણ તેણે માન્યું નહિ. સવારે રામ ગાદીએ બેસવાના હતા, તેમને આ વાતની ખબર પડી. પિતાજી પાસે જઈ રામે કહ્યું, પિતાજી, શોક ન કરો. હું વનમાં જઈશ. લક્ષ્મણ રામની સાથે ગયા. સીતાજી પણ તૈયાર થયાં. રામે કહ્યું, તમે અહિં રહો. સાસુજીની સેવા કરો. તમારાથી વનનાં દુઃખ વેઠાશે નહિ. સીતાજી બોલ્યાં, જ્યાં તમે ત્યાં હું. તમારે સુખે સુખી ને તમારે દુઃખે દુઃખી. એમ કહી સીતાજી સાથે થયાં. તેઓ જુદાં જુદાં વનમાં રહ્યાં. ત્યાં તેમણે ઘણા રાક્ષસોને માર્યા. આખરે તેઓ નાશક પાસે પંચવટીમાં

રહ્યાં. ત્યાંથી રાવણ નામનો રાક્ષસ સીતાજીને ઉચકી ગયો. તે લંકાનો રાજા હતો. તે બહુ જબરો હતો. આથી રામ અને લક્ષ્મણ બહુ દિલગીર થયા. તેમણે સીતાજીને બહુ બહુ શોધ્યાં. પણ કંઈ પત્તો ખાધો નહિ. એમ કરતાં તેમને સુગ્રીવની મદદ મળી. હનુમાન નામનો તેનો સરદાર હતો. તેણે બહુ ચાલાકીથી સીતાજીને શોધી કાઢયાં. પછી રામચંદ્રજીએ લંકા પર ચઢાઈ કરી. રામે રાવણને મારી તેના ભાઈ વિભીષણને ગાદી આપી. પછી સીતાજીને લઈ રામ અને લક્ષ્મણ અયોધ્યા આવ્યા.

રામચંદ્રના રાજ્યમાં પ્રજા બહુ સુખી હતી. કહે છે કે ચોરનું તો નામજ નહોતું. લોકો ઉઘાડે બારણે સૂતા. રામ પ્રજાનું મન લગાર પણ દુભવતા નહિ.

હિંદુઓ રામચંદ્રજીને પૂજે છે. ચૈત્ર સુદ નોમે એઓ જન્મ્યા હતા. એ દિવસે હિંદુઓ ઓચ્છવ કરે છે.

લખો—આજ્ઞા, ધનુષ્, કૈકેયી, વિભીષણ, હનુમાન
રામનવમી એ રામચંદ્રજીના જન્મ્યાનો દિવસ છે.

# પાઠ ૩૩મો

## પાંડવો

ષ્ + ટ્ + ર = ષ્ટ્ર, દ્ + ગ = દ્ગ, ર્ + જ = ર્જ,

ગ્ + ન = ગ્ન, ત્ + ન = ત્ન

પૂર્વે વ્યાસ નામના ઋષિ હતા. તે ભરત નામના રાજાના વંશમાંથી ઊતરેલા હતા. તે રાજાનો વંશ હસ્તિનાપુરની ગાદીએ રાજ્ય ચલાવતો હતો.

વ્યાસને ધૃતરાષ્ટ્ર ને પાંડુ, એ નામના બે પુત્ર હતા. ધૃતરાષ્ટ્ર આંધળા હતા, તેથી ગાદી પર પાંડુ બેઠા હતા.

ધૃતરાષ્ટ્રને સો છોકરા હતા. તેમાંના સહુથી મોટાનું નામ દુર્યોધન હતું. પાંડુને પાંચ છોકરા હતા. ધૃતરાષ્ટ્રના પુત્રો કૌરવો કહેવાય છે ને પાંડુના પુત્રો પાંડવો કહેવાય છે.

પાંડવોનાં નામ યુધિષ્ઠિર, ભીમ, અર્જુન, નકુલ, ને સહદેવ હતાં. ભીમ ઘણો જોરાવર હતો. અર્જુન બાણ મારવામાં બહુ હોશિયાર હતો.

પાંડવો સદ્‌ગુણી હતા; કૌરવો અદેખા ને કપટી હતા. તેઓથી પાંડવોનું સારૂં ખમાતું નહોતું.

પંચાલ નામના મુલકના રાજાની પુત્રી દ્રૌપદીનું સ્વયંવરથી લગ્ન થવાનું હતું. ત્યાં ઘણા રાજાઓ ગયા

હતા. કૌરવો ને પાંડવો પણ ત્યાં ગયા હતા. જે રાજકુંવર પોતાના બાણથી એક ફરતા કુંડાળામાં થઈને નિશાનને વીંધે તેને દ્રૌપદી પરણવાની હતી. કૌરવો નિશાન તાકવા ગયા. પણ તેમનામાંના કોઈથી ધનુષ્ ઉપાડીને વળાયું સુદ્ધાં નહિ. અર્જુને નિશાન વીંધ્યું ને કન્યા દ્રૌપદી એને પરણી.

પાંચે ભાઈઓ, પાંડવો, દ્રૌપદીને લઈ પોતાની મા, કુંતીજી પાસે ગયા. તેમણે માને કહ્યું કે અમે ઇનામ જીતી લાવ્યા છીએ. માએ કહ્યું, તે વહેંચી લો. આ પરથી દ્રૌપદી પાંચે પાંડવોની પત્ની થઈ.

અદેખા કૌરવોથી પાંડવોનું સુખ ખમાયું નહિ. તેમણે તેમનું રાજ્ય છીનવી લેવાની જુગતી રચી અને તેમને જુગટું રમવા લલચાવ્યા. જુગટામાં પાંડવો હાર્યા ને તેમણે રાજ્ય ખોયું.

પછી પાંડવોને કૌરવોની શરત મુજબ તેર વરસ વનમાં જવું પડ્યું. ત્યાં તેમને ઘણાં દુઃખ વેઠવાં પડ્યાં. તેરમે વરસે પાંડવો છૂપી રીતે વિરાટના રાજ્યમાં રહ્યા. પછી વિરાટ રાજાની મદદથી પાંડવોએ કૌરવોની સામે પોતાનું રાજ્ય પાછું મેળવવા માટે લડાઈ કરી. આ લડાઈ ઘણા દહાડા ચાલી. તેમાં બંને બાજુનાં ઘણાં માણસો મરી ગયાં. કૌરવો હાર્યા, પાંડવો જીત્યા.

કપટથી મેળવેલું રાજ્ય કૌરવોથી ભોગવાયું નહિ. સત્યની દુનિયામાં જીત થાય છે ને પાપની હાર થાય છે.

લખો—યુધિષ્ઠિર, ધૃતરાષ્ટ્ર, કન્યા, સુદ્ધાં
સત્યની અન્તે જીત થાય છે ને પાપની હાર થાય છે.



# સમજુતી

પાઠ ૨જો. મઝા=ગમત. હોંસે=ખુશીથી.

પાઠ ૪થો. ઝરૂખા=ગોખ. શોભિતા=સારા દેખાતા. ભવ્ય=ઘણા સુંદર; જોઈને નજર ઠરે એવા. નીમથી=નિયમથી, એક સરખી રીતે. ચીર=લુગડાં. માબાપો હરખાય=રાજી થાય. સંતોષાય=પાર આવે. સફળ થાય

પાઠ ૫મો. મોટા ભાઈ=બાપ; કેળવાયલા લોકો છોકરાંને 'બાપ' ને 'મોટા ભાઈ' કહેતાં શિખવે છે.

પાઠ ૬ઠ્ઠો. વસ્તુઓ=ચીજો. અંગ્રેજી=અંગ્રેજ લોકોની બોલી નિકલ=એક જાતની ધાતુ

પાઠ ૭મો. હળીમળીને=આનંદમાં ભેગાં થઈને, લડ્યા વગર. પ્રિય=વહાલાં. જંપ છે=ઠરીને બેસાય છે. બળ=જોર. કજીઓ=તકરાર, લડાઈ કંકાસ=મનને દુઃખ. વસો=રહો. શાંતિ=સલાહ, સુખમાં રહેવું તે પ્રીત=પ્રેમ, સ્નેહ, વહાલ.

પાઠ ૮મો. ઈશ્વર°=માબાપ કહે તેમ કરવાથી ઈશ્વર રાજી રહે છે. ગુરૂની=વડીલની; મોટેરાંની ને શિક્ષકની. શીખ=શિખામણ. ભાઈ°=ભાઈ બેનનો સંપ વધવાથી. જગતમાં°=દુનિયામાં બધાંનો એક બીજા પરનો પ્રેમ વધતો જવાથી રૂઠે=નારાજ થાય માત°=માબાપનો છોકરાં તરફનો પ્રેમ જતો રહેવાથી. રૂહેમ=દયા. ગુરુજન=વડીલો, મોટેરાં ઈશકૃપા=ઈશ્વરની મહેરબાની. ઈશ°=માણસનો અવતાર તમે ઈશ્વરની મહેરબાનીથી મેળવ્યો છે. એ દેહને ( શરીરને ) સારાં કામ કરી શોભાવો.

પાઠ ૧૦મો. મંદિર=દહેરૂં. સંક્રાન્ત=પોસ મહીનામાં આવે છે. તે દહાડાથી સૂર્ય ઉત્તર તરફ જવા માંડે છે

પાઠ ૧૧મો. ઉદ્યમ=મહેનત,

પાઠ ૧૨મો. ખિલી રહે છે=કળી ખીલીને મોટી થાય છે ને તેનું ફૂલ થાય છે, તેમ અકલમાં વધારો થાય છે. ડરે છે=બીએ છે. સરે છે=થાય છે. ઉદ્યોગહીના=ઉદ્યોગ વગરના; જેઓ ઉદ્યોગ કરતા નથી તે. જડમાં ખપે છે=મૂર્ખમાં ગણાય છે. દુઃખમાં ભમે છે=દુઃખમાં ભટક્યાં કરે છે; હમેશ દુઃખમાં રહે છે. જગને દમે છે=લોકોને દુઃખ દે છે. રુડાં=સારાં. તન=શરીર. શ્રમ=મહેનત. મન°=મન નઠારે રસ્તે ચઢશે નહિ.

પાઠ ૧૫મો. અલબેલી=ઘણીજ સુંદર. છક થઈ ગયાં=ઓહો! આ શું! એમ અમારા મનમાં આવ્યું; બહુ અજબ થયાં.

પાઠ ૧૬મો. અહા=ઓહો! વિશ્વ=દુનિયા. ન્યારો=તરેહવાર; કોઈને ન મળે એવો. રુચે=ભાવે, ગમે. હર્ષ=હરખ, આનંદ. રાની=જંગલમાં છૂટું રહેનાર. ઘણું સુખ°=શેઠ તને ગમે તેટલું સુખ આપે પણ તે આપે તેટલુંજ તને મળે છે. બની તું દાસ°=શેઠનો ચાકર થઈ તું જે સુખ ભોગવે છે તે હલકી જાતનું છે.

પાઠ ૧૭મો. ઝુંડનાં ઝુંડ=ટોળે ટોળાં. ઉગામું છું=મારવાને ઊંચો કરૂં છું.

પાઠ ૧૮મો. મદારી=વાંદરાવાંદરીને રમાડી લોકોને રાજી કરનાર. ખેલ=રમત. નકલ કરનારૂં=કોઈનું જોઈ તે પ્રમાણે કરનારૂં.

પાઠ ૧૯મો. ધ્યાન દઈને=બરાબર મન એ તરફ રાખીને. તોછડાઈથી=આપણી હલકાઈ દેખાય એવી રીતે. તુંકારાથી=' તું ' કહીને.

પાઠ ૨૧મો. ગરીબકેરાં=ગરીબનાં. વસ્ત્ર=લુગડાં. ગરીબનાં°=પોતાને જે ભગવાને આપ્યું હોય તેમાં સંતોષ માની રાજી રહેવું. પૈસાદાર પોતાનાં છોકરાં માટે જેટલી બડાઈ કરે છે તેટલીજ ગરીબ પોતાનાં છોકરાં માટે કરે છે. તેઓ પોતાનાં છોકરાં માટે તેટલાંજ મગરૂર છે.

પાઠ ૨૨મો. દિલને આરામ મળે છે=મનને શાન્તિ થાય છે.

પાઠ ૨૪મો. દાઝ જાણવી=તેમના પર દયા રાખવી.

પાઠ ૨૬મો. વિહરવાનો=હરવાફરવાનો. ભક્ષ કરવાનો=ખાવાનો. લેશ=લગાર પણ ગર્વિષ્ઠ=ઘણાજ અભિમાની. અજ્ઞાન=મૂરખા સિંહલા=અલ્યા ખરાબ સિંહ. હલકો ગણી સિંહને સિંહલો કહ્યો છે.

પાઠ ૨૯મો. શિષ્ય=ચેલા. લૂંટી સરખી=કોઈએ લૂંટી લીધી હોય એવી; ગરીબ. સરીખાં=જેવાં.

પાઠ ૩૦મો. મન ખુશ થતું નથી=મન જોઈએ તેવું ખુશ થતું નથી. પહેલી બે કડીમાં કહ્યું છે કે ગમે તેવી ખુશકારક ચીજો મળે તોપણ મન ખુશ થતું નથી. તે ખુશ ક્યારે થાય છે તે બીજી કડીમાં કહ્યું છે. બંધુજન=સગાંવહાલાં. વાર જેણે°=આપણે જેમાં સુખ ગણીએ છીએ તે આપણને મળે ત્યારે ખુશ થઈએ છીએ. તુચ્છ=હલકું.